# શ્રી ભારતીઉત્તરાર્યનસંમેલન

માઘ શુક્લ પ્રતિપદ્ રવિવાર,

તા. ૭ : ૨ : '૩૨

—સ્થલ—

શ્રી વિશ્વબંધ-ઉદ્યાન

વડોદરા

: ૧ :

માતા! તારે ચરણ ધરવા, સત્કૃતિ ના કંઈ છે,
દૈવી ભાવો-ભરિત ઉર તે-યે ન મારી કને છે;
જાણું, તું કૈં પણ મુજ કને-થી કદાપિ ન લેતી,
છેયે ના કૈં મુજ સમીપ કે જેથી તું રાજી રે'તી.

: ૨ :

માતા! એવો નથી સુપુત જે કુખ તારી દીપાવે,
જાણું જાણું, ઉંડું ઉંડું તને, ઉરમાં ઓછું આવે;
તેમાં પાછી તવ સુતનયા, ચાલી ગૈ સદ્‌ગતિયે,
તારી આંતર્સ્થિતિતણી ગતિ, ના મતિ કલ્પતીયે.

: ૩-૪ :

માતા! જાણું જીવનભરમાં, મેં ન સંતોષ દીધો,
માતા! જાણું તુજ ઉરતણો, ભાર મેં કૈં ન લીધો;
માતા! તેં તો સુખ સુખ દીધાં, ના તને આપ્યું મેં કૈં,
તારાં આન્તર્દુઃખદ સ્ફુરણો આજ તારા પદે દૈ-
આપું છું હું અધિક ઉલટું, દુઃખ તારે હ્રદે હું,
સંતાનોનાં દુઃખગ્રહણમાં, ભાગ્યશાલી જ છે તું!!
ક્લેશવૃદ્ધિકર વચન દેનારને દો ક્ષમા મા!
માની કુખે, કદિ મુજસમા, દુષ્ટ પુત્રો થશો મા.

: ૫ :

આલેખ્યા મેં, તુજ હૃદયના સ્વલ્પ ભાવો જ આ તો,
તેમાં તારું હૃદય સમજી હું શક્યો હોઉં ના તો—
દેજે તેની અનવધિ ક્ષમા–શીલ માતા ! ક્ષમા તું,
માનું હૈયું, નહિ નહિ કદી, માવિના જાણ્યું જાતું.

: ૬ :

જેવાં તેવાં વચન લખિ આ, અર્પિ માતા ! હું નામું,
તું તો તારા અનુગ્રહદગે, ભાળજે એની સ્હામું;
"છોડી દે તું તવ હૃદયની, લીધી જે દુઃખદીક્ષા,"
માતા ! માગું તવ સમીપ હું, આટલી આજ ભિક્ષા.

: ૭ :

શાને કાજે હૃદય દુભવો, છો સ્વયં શુદ્ધ આત્મા,
પોતે પોતા–મહિં અનુભવો, દિવ્ય સચ્ચિત્સુખાત્મા;
જેથી સ્હેજે, ઉરથી ઉઠશે, આત્મશક્તિ અનેરી,
સચ્ચિત્તેજે, દ્યુતિ ઝળકશે, આપમાં આપકેરી.

: ૮ :

માતા ! રાજી, સ્વપદમહિં દો, છોડી આ દશ્યભ્રાન્તિ,
માતા ! અંતર્બહિર્ ઝળકા–વો સદા આત્મકાન્તિ;
આત્માનન્દાન્વિત અનુભવો, સ્વપ્રભાવે વિશ્રાન્તિ,
માતા ! જ્યાં ત્યાં પ્રકટ લહજો, **શ્રીનૃસિંહાત્મશાન્તિ.**

— મારો જીવન-મૂધ —

"પ્રેમ અને ત્યાગ"

શ્રીમતી ભારતીદેવીનિમિત્ત

# માતૃહૃદયવેદન

ના કલ્પાતી, અટપટી અતિ, ગુપ્ત આ વિશ્વલીલા,
જીવોનાં મ્હોં હસિત ક્ષણમાં, ને ક્ષણે થાય વ્હીલાં;
થાવું જે ના ઘટિત તદપિ, તેવું યે દે બતાવી,
જાણ્યું જાયે નહિ પ્રકૃતિમાં, શું [1]અવશ્યં પ્રભાવિ[2].

૧ જરૂર થનાર
૨ પ્રબલ પ્રારબ્ધ

મન્દાક્રાન્તા: —૨

સાચું તેયે પરવિષયમાં, સ્વપ્ન—જેવું જણાતું,
સ્વપ્નામાંહિ પણ નવ બને, તેહ પ્રત્યક્ષ થાતું;
જોતાને કો કહી જ શકતું: જોઈતું આ—ન જોયે?
જોતા તે જે સહજ ચહવે, નેયનાં પાણી જોયે ।।

આજે દીસે પરમ સુખિયા, કાલ તે છે સુખી ના,
કાલે જે કો વદન હસતાં, આજ તે અશ્રૂભીનાં[1];
આ જો મિથ્યા નવ થઈ શકે, વ્યર્થ તો શોક શાને?
કોણે કોનું ઉર મનવવું,? આવું જો છે બધાને.

૧ રડતાં

મન્દાક્રાન્તા :

જાણું એ સૌ, તદપિ કુતરું હાડકું જેમ ચાવી, —૯.
પોતાનો રુધિરરસ પી, તૃપ્તિ તે ઉપજાવી;
તેવી રીતે મૃતસ્મરણની, સેવી ખોટી પ્રવૃત્તિ,
છો અજ્ઞાની જીવ સુખ લહે, આપે (એ) ભ્રાન્તવૃત્તિ.

છેદાયેલું તદપિ જ્યમ આ, [૧]પલ્લિનું પુચ્છ હાલે,
કાંઈ તેનું ફળ નહિ છતાં, વ્યર્થ ચેષ્ટા ન ખાળે;
તેવી રીતે મૃતકતણીએ,[૨] વાસનાઓ સ્ફુરાવે,
ખાલી માલી, જીવિત ઉરને[૩], દૈ સ્મૃતિ, તર્ફડાવે.

૧ ઘરોળી
૨ મરેલા મનુષ્યની
૩ જીવતા હૃદયને

મન્દાક્રાન્તા :

અગ્નિમાંહિ, સકળ સળગી, સ્હેજમાં ભસ્મ થાતી, —૬
વૈરાગ્યાદિ, મુજ હૃદયમાં, સ્થાપવા જ્યાં હું જાતી;
ને જ્યાં નાહિ નયન-મટકાં,[1] હોય થોડાંય વીત્યાં,
ત્યાં બાળે સૌ, અનલમયી[2] આ, વિરહી ચિત્તચિતા.

[1] આંખના પલકારા
[2] અગ્નિભરી

આથી ભાવો, હૃદયમહિં જે, સ્હેજમાં ઉઠી આવે,
તેને જોતી દુઃખ લહું છતાં, તેહનું તેહ ભાવે;
ખાયે છે દુર્વ્યસનનોં વિષને, હાનિ જાણ્યા છતાંયે,
ખોટું જાણે, વિવશ[1] મતિ આ, તોય તેમાં જ ધાયે.

૧ પરાધીન

એયે સાચું, મૃતની સઘળી, સ્નેહીપશ્ચાત્સ્મૃતિ[૧] કૈં,
સ્નેહીઓના ઉરમહિં રસા–શ્વાસનો આપતી કૈં;
રોકું હું ના હૃદય! તુજને, ચિન્તવી ખાલી તું થા,
એ પુત્રીના સ્મરણપથમાં,[૨] જાવું જ્યાં હોય ત્યાં જા.

૧ પાછળ યાદ આવવું તે
૨ સ્મરણના રસ્તે.

મન્દાક્રાન્તા :



પ્હેલાં સ્નેહીજન રમીઁ રહે, સ્થૂલ આ દૃષ્ટિમાંહિ,
જાતાં આઘે, નિકટ તરતો, કલ્પનાસૃષ્ટિમાંહિ;
થાતાં મૃત્યુ ઉચ્ચું રમીઁ રે', આત્મસૃષ્ટિવિષે એ;
આવી રીતે નિકટ નિકટે, સ્નેહી આવી વસે છે,

તદ્દેવિ ! તવ સ્મરણ મા—રાં અશ્રુએ અશ્રુમાં,
ઉંડે ઉંડે અધિક ઉતીને, હૈયું માતાણું આ—
ખાણી પ્રચ્છે, તવમય થતાં, ઉર—અરમાન આખું :
પ્રચ્છે મોચી, કરવત ગ્રહી કાશી ને મોચી થાતું !!

સિન્ધુમાંહિ, ઘણીઘણી નદી-નાં મળે વારિ મિઠાં,
સિન્ધુ તેને, ક્ષણમહિં કરે, ક્ષારવાળાં અજીઠાં;
હૈયામાંહિ ભળવું[1] બહુયે, સદ્વિચારો-સરિતા,[2]
ક્લેશી વૃત્તિ, મધુર રસની, ના બને સંગૃહિતા.[3]



૧ એકઠી કરું
૨ નદી
૩ ગ્રહણ કરે એવી.

મેં તો ધારી નભસમ તને, અભ્ર ત્યાં થૈ ગઈ તું,
મેં ધારી આ—રસની પ્રતિમા, મૂર્તિ કર્પૂર થૈ તું;
મેં જાણ્યું તું સરિત[1] પણ થૈ, માત્ર બુદ્બુદ્[2] રહી તું,
મેં માન્યું તું ગગન-ધ્રુવ છે, વીજળી થૈ વહી તું.

૧ નદી
૨ પાણીના પરપોટા.

જાણું જાણું ક્ષણિકસરખું, વિશ્વ આ સ્વપ્નજેવું,
જાણ્યું તું તો ચિરજીવિની[1], છે—સ્નેહઅજ્ઞાન એવું;
સાચે તો છે સ્વરૂપ સત્ ને, જૂઠી આ દૃષ્ટ સૃષ્ટિ,
દેખાડે છે, સત્ અસત્માં, અન્ધ આ મોહદૃષ્ટિ.

૧ અખંડ જીવનાર.

કા'વે સ્નેહી, પણ મરણને, ના શકે રોકી કોએ,
સંસારીનાં સકલ બલ ને, સ્નેહની ભિણપો એ;
કો રીતે શું કદીય ઉંઘતો, ઉંઘતાને ઉઠાડે?
રે! રે! વિશ્વે મૃત મૃતકને,[1] શી જ રીતે જીવાડે?

૧ મરેલાને.

જાણ્યું મેં તો, તનની[1] જનની,[2] સૃષ્ટિમાંહિ ઘણી છે,
ખોટો ભારી તનુજીવનનાં દાનદાત્રીતણી[3] છે;
શાને સૌ કો અપ્રતિમ કહે, માતૃવાત્સલ્યસત્તા[4] ?
માતાઓને કહું નિજની કો, માનશો મા મહત્તા[5].

૧ શરીરની ૨ મા ૩ માના પ્રેમનું બળ.
૪ દાન આપનારની ૫ મોટાઈ

ઉગ્યું પૂરું કુસુમ-ન ઉગ્યું, અન્યને અર્પ્યું મેં તો,
થૈ વિયોગી, તદપિ ઉરને, ધર્મથી તર્પ્યું[1] મેં તો;
આજે ચાલી ક્ષણમહિં જતી, મારી દષ્ટિકનેથી,
કે'ને દેવિ! મનવું ઉરને, કોણ આશ્વાસનેથી[2]?

૧ સંતોષ્યું ૨ ધીરજથી

કીધી તેં તો અનુકૂલ ઘણી, સત્કૃતિયો મદર્થે[૧],
અન્તે આવી પ્રતિકૂલ કૃતિ, સાધી તેં શા જ અર્થે?
સૌને આવે, જીવનભરમાં, સુખ ને દુઃખવારી,
તેવી વારી, જનનીઉરને, દેવિ! તેં દેવી ધારી?

૧ મારા માટે

બીજું તો હું સુશીલ તનયા[1]! દાન તારું ગ્રહું શું?
તેં જે દીધું વિરહદુઃખનું, દાન તે તો લઉં છું;
વિશ્વે જોઉં ઇતર નવ એ, દાન સ્વીકારનારું,
શંભુએ છે ગ્રહ્યું ગરલને,[2] તેમ આ લેઉં તારું.

[1] પુત્રી [2] ઝેર

મન્દાક્રાન્તા : —૨૦

રે રે ! પુત્રિ ! જનની ત્યજતાં, તેં હિયે કૈં ન ધાર્યું ?
તીખાં-બોલી જનનિ પણ હું 'મા' ન તે તેં વિચાર્યું ?
માતાકેરી વચનકટુતામાંય છે મિષ્ટતા કૈં,
તારી છે ના ભૂલ, વિકૃતિએ, પૂર્વથી ચાલુ છે એ,

મન્દાક્રાન્તા : —૨૧

છોડી મુને, ક્ષણમહિં યુવા-માંહિ જેના પિતાએ,
વૃદ્ધાવસ્થામહિં ત્યજી મને, આજ તેની સુતાએ;
પુત્રિ! તેં તો કરી જગતમાં, પિતૃથીયે સવાઈ!
શીખે નાનાં, વડિલપણું તો, જોઈને કાંઈ કાંઈ!

મંદાક્રાન્તા : —૨૬

દેવિ ! બન્ને નયનથી તને, જોઈ હું થાતી રાજી,
જાગ્રે હૈયે નવ ઘડી ઘડી; ડરતી હું ન ત્રાજી;
આજે તો આ નયન તુજને, ન્યાળવા ઓથે છે,
તું થૈ ઓગી, વહી ગઈ કહીં, શોધતાં ના જડે છે.

આથી મારું હૃદય તુજને, ન્યાળવાને મથે છે;
રે પ્રિયારું, ઘણું ઝીણું છતાં, દષ્ટિમાણું ન તે છે;
તેથી અન્તે સુગુણિ! તુજની, ભાવમૂર્તિ રચીને,
રૂડાં મારે, સુખ અનુભવા-ર્થૈં જ એ ભાવીને.

મંદાક્રાન્તા : —રદે

દેવિ ! બન્ને નયનથીઁ તને, જોઈ હું થાતી રાજી,
જાણે હૈયે તવ ઘડીઁ ઘડી; ઉરતી હું ન ઝાઝી;
આજે તો આ નયન તુજને, ન્યાળવા આથડે છે,
તું થૈ ઝીણી, વળી ગઈ ક્હીં, શોધતાં ના જડે છે.

મન્દાક્રાન્તા:

"આથી" મારૂં હૃદય" ઉજને, ન્યાળવાને મથે છે;
હે પ્રિયાર, ખૂણું ઝીણું છતાં, દક્ષિણું ન લે છે;
તેથી અન્તે સુશ્રોણિ! ઉજની, ભાવમૂર્તિ રચીને,
ફાંફાં મારે, સુખ અનુભવા-ર્થે જ એ ભાવનીને.

દેવિ! જ્યારે પ્રકટ હતી તું, મારું આ ઉર તુંમાં-
રૂડી રીતે શમતું હતું ત્યાં, તું શમી આજ હુંમાં;
વૃદ્ધા માતા મરી જતી છતાં, બાળને અશ્રુ આવે;
કેને વ્હાલિ! ફિરી મરતાં, શું મને ઓછું ના'વે?

જે માપાસે બળીઝળી ઉરે, આવી કૈં શાન્ત થાવા,
તે માગ્યે તો વળવી તુજને, અગ્નિજ્વાળે શમાવા;
મારું મારું કહી મરી મથે, છો સહુ દિનરાત્ર,
અન્તે સ્વાર્થી અબલ જગના, વ્યર્થ સમ્બન્ધમાત્ર.

મન્દાક્રાન્તા : —૨૬:

જે માતાએ શરીર દઈને, વિશ્વમાં ઉપજાવ્યો;
જે માતાએ સુખ બહુ દીધાં, લાડ ઝાઝાં લડાવ્યાં;
જે માતાએ શીખવી હતી તને, દૃષ્ટિથી માગી લાવે;
તે માતાને, નિરખી તુજને, ત્યાગતાં લાજ નાવે:

ધારી ધારી, સુખદુ:ખતણો, સ્વાંગ તેં બ્હેન ! મારી,
ખેલ્યા ખેલો જીવનભરમાં, કૈંક હૃદ્ધૈર્ય ધારી;
તું અદ્યાપિ વ્યવહરી રહી, કાર્ય કૈં કૈંક ભાવે,
મારી દેવિ ! ગણી સ્વપન સૌ, ભૂલ આ વિશ્વ હાવે.

જોતી કાલે, પ્રકટ દુજને, વિશ્વયોગાવિષે હું,
જોતી આજે, પ્રકટ દુજને, પિતૃયોગાવિષે હું;
જાણી લેજે, સકલ જીવનું, અન્તિમ સ્થાન તે છે,
નિશ્ચે રે'જે, વહીં જીવનો, સારસર્વસ્વ એ છે,

જીવી ત્યારે દઈ દીધા તને પારકા મેં કરીને,
પૂછ્યાં જ્યારે જીવન તુજ ત્યાં, સોંપી દીધાં ફરીને;
જ્યાંથી લીધાં સુરભિ તુજને, પાછી ત્યાં આજ આલી,
વૃક્ષે પામી, હૃદયદુઃખની, માત્ર હું તો દયાલી.

મન્દાક્રાન્તા : —૩૨

રે રે ! મારા શરીરમહિં આ, શો જણાતો વિરોધ,
વર્ષાવે છે નયન યુગ આ, વેગથી વારિ-ધોધ;
ચક્ષુ જ્યારે જલમય બને, હૈયું આ મારું ત્યારે,
ઊંડું ઊંડું સરર બળતું, અગ્નિનું રૂપ ધારે.

જાયા જેવી, ગણતી મુજને, જીવવામાં રહી છું
જીવ્યા જેવી, જગતમહિં જે, તે જવા યોગ્ય થૈ છું;
ઊંધું થાતું, શરૂ થતું (ત્યાં) ઊંધું થાતું સૌ, એ જ ધારો,
કો ના કો ના, બદલી શકતું, એ વિધિના[૧] વિકારો.

ના ના મારી, ભવ-દીકરીયો ! મોહ 'મા'માં ધરો મા,
નિશ્ચે બીજા સરખું જ હજો, સ્વાર્થનું પૂતળું મા:
મા જીવે ને નયન નિરખે, મૃત્યુમાં જાણું હૈયું,
એથી કાં' કાં, અહિતતમ છે? હાય એ હાય હૈયું.

જોઈ તારી શિથિલ પ્રકૃતિ, 'કેમ છે' એમ પૂછે,
કે'તી'તી તું, સતત સઉને, 'સારું છે, સારું છે[1]' એ—
આપી ગૈ છે, જીવનભરનો, મંત્ર માર્મિક કૈં તું,
હાવે સૌને, કહીશ સઉ કૈં, 'સારું છે—સારું છે' હું.

૧ શ્રી દેવીબહેનની અત્યંત શિથિલાવસ્થામાં પણ જે એમને પ્રકૃતિસંબન્ધી પૂછે તેમને 'સારું છે' એમ જ કહેતાં.

થાવાનું તો થઈ ગયું હવે, શા જ ઉદ્‌ગાર ભાખું !
રે'જો ત્યાં તું સુખિ, અહિં સુખી, તારું હો કુલ[1] આખું;
છૂટી જાજો તુજ હૃદયની, શેષ કૈં વાસનાઓ,
ને સાચું જે પરમ સુખ તે, નિત્યનું તારું થાઓ.

૧. કુટુમ્બ.

મન્દાક્રાન્તા:  

જાવા દેતી, શ્વશુરસદને,[1] સુખ લૌકિક લે'વા,
જાવા દીધી, નૃહરિસદને, હું અલૌકિક લેવા;
ત્યાંથી છૂટું, કર ન મનને, ભૂલવી એ દગો હે,
જાણે છે ને ? ઇતર સ્મરણું, પાછું આણે જગે છે ?

દૃષ્ટિ મારી ! જગત્પ્રતિ ના, જો હવે પાછું વાળી,
પૂરા ભાવે, ભગવત્પ્રતિ, હર્ષથી જ હું જોડિ !
તારા આત્મસ્વરૂપમાંહિ હું, રાજવે પૂર્ણતાએ,
મુને તારી, ગત સમયની, માનતી આશિષો એ,

આ તો આવે—પરવશ જ બની, વ્યર્થ કીધા પ્રલાપો,
દુઃખી થૈને, ઉરથી પણ કે, લક્ષ તેમાં ન આપો;
જાણો પાકું, હૃદયમહિં જે, આખું બ્રહ્માંડ જૂઠું,
આસક્તિના અવસરમહિં, થૈ જશે કાષ્ઠ-ઠૂંઠું.

જોઇ આવા, જગતમહિં કૈં, દુઃખદાતા પ્રસંગો,
સાચા, પાકા, ઉરપર ચઢ્યા—વો જ વૈરાગ્યરંગો;
અંતર્વેગે, ક્ષણભર કદી, ક્લેશ કીધો ન કીધો,
બાકી રૈ'જો, ઉપરતી જગે, જો ગુરુબોધ પીધો.

સદ્વિચારો, ધરી ધરી હૃદે, ક્લેશભાગી થશો મા,
'આ તો સ્હેવું કઠિન' સમજી, ક્યાંહિ ભાગી જશો મા;
પાકા રંગો, વસન[૧] ધરતું, સ્હે વધુ જો તપારો,
અન્તસ્ત્યાગી[૨] થઈ વિચરતાં, પાર બેડો તમારો.

૧ વસ્ત્ર ૨ અંતરથી વિરાગવાળા

અન્તર્યામિ! હૃદયમહિં શું સત્ય તે આપ જાણો,
કીજે ઇચ્છા સફલ અથવા, તેમનો અન્ત આણો;
અર્પું પાયે, મમ ઉરનું આ, સાચું હો વા અસત્યું,
જે હો ન્યાયી ફ્લદ કરવા, તે વહો દેવ! अस्तु.